ને માટે **શાહુ**એ એ ફત્તેસિંગની ભલામણથી પાછળથી એ **પારદ** ગામ ઇનામ આપ્યું. **ગ્રાન્ટ ડફ** જણાવે છે કે, **પારદ**નો આ પટેલ **તારાબાઇ**નો પક્ષ લઇને લડયો. પણ તે ખરૂં નથી. **શાહુ**ના વખતના એક પત્રથી એ હકીકત ખોટી ઠરે છે. વળી આ ફત્તેસિંગને પણ રાજપુત્ર ગણી **શાહુ**એ **અક્કલકોટ**ની જાગીર આપી તથા તેને ફત્તેસિંગ ભોસલે તરીકે ઓળખાવ્યો, એ પણ તે વખતના તેના પત્ર પરથી સ્પષ્ટ થાય છે. રાજપુત્ર શબ્દ એ વખતે તેને માટે જ વાપરવામાં આવતો.

પારદથી **શાહુ ભીમા** નદી સુધી આવ્યો ત્યાં તેને **ધનાજી** તથા **પરશુરામ**નો ભેટો થયો. **ધનાજી**નો વિચાર **શાહુ**ની સામે થવાનો નહોતો. તેને ખાત્રી હતી કે **શાહુ** જ રાજ્યનો ખરો અધિકારી છે, એટલે **તારાબાઇ**નો આ પ્રપંચ તેને પસંદ નહોતો. **પરશુરામ**નું વલણ ખાસ **તારાબાઇ**ના પક્ષમાં હતું. સબબ **ધનાજી**એ પ્રથમ **ખંડો બલ્લાળ**ને ગુપ્ત રીતે **શાહુ** પાસે માહિતી મેળવવાના ઇરાદાથી મોકલ્યો. **ખંડોબા**એ બધી વાત જાણીને **ધનાજી**ને જણાવી. તેને ખાત્રી થઇ કે આ **શાહુ** પાખંડી નથી પણ ખરો જ છે. અને **શાહુ**એ મોકલાવેલા સંદેશાથી **ધનાજી**નું ચિત્ત તેના તરફ ખેંચાયું. છેવટે લડાઈ ચાલી તેમાં **પરશુરામ** તથા **તારાબાઇ**ના પક્ષના બીજા સરદારો કાનોજી આંગરે વગેરે બહુ લડયા, પણ અન્તે હારીને નાઠા. **ધનાજી** લડાઇ ન કરતાં ઊભો જ રહ્યો અને **શાહુ**નો હાથી નજીક આવતાં તેણે તથા તેના વિચારના બીજા સરદારો **ખંડેરાવ** દાભાડે વગેરેએ ઘોડા પરથી ઉતરીને **શાહુ**ને મુજરો કર્યો. આ લડાઇ સન ૧૭૦૭ ના મે માસમાં થઇ. **શાહુ**એ પછી ત્યાં મુકામ નાખ્યો અને **ધનાજી** તથા તેની જોડેના સરદારો ત્રણ ગાઉને અંતરે **ભીમા** નદીને કાંઠે ઉતર્યા. બીજે દિવસે **ખંડો બલ્લાળ**ની મારફત એ બધાની **શાહુ**એ મુલાકાત લીધી અને સૌને બહુ માન આપ્યું. **ધનાજી**ને સેનાપતિનો, **ખંડો બલ્લાળ**ને ચિટનિસનો અને **નારોબા રંગરાવ**-

ને મંત્રીનો પોશાક આપ્યો. આ બાજુ પરશુરામ નાસીને સતારાના કિલ્લામાં ભરાયો, અને તેણે બધી હકીકત તારાબાઇને જણાવી. નીલકંઠ બલ્લાળ આ વખતે વિશાળગઢ હતો. પણ પછી તે શાહુને આવી મળ્યો. ત્યાર પછી શાહુએ રોહિડખોરાના દેશમુખ અનાજીરાવ જેધેને પત્ર લખી બોલાવ્યો અને તેને પોતાના પક્ષમાં મેળવી લીધો. બાદ ચાકણ, પુના, જેજુરી, વીરવાલા, દહિગામ વગેરેમાં થઇને શાહુ ચંદનવંદન આવ્યો. જેજુરીમાં તેણે ખંડોબાનાં દર્શન કરી ઘણું દાન કર્યું અને સન ૧૭૦૭નું ચોમાસું ચંદનવંદન નજીક ગાળ્યું. એ કિલ્લાના હવાલદાર તથા સુબેદાર તેને મળી ગયા. આ રીતે શાહુનો જમાવ ધીરે ધીરે વધતો ચાલ્યો. કારાગૃહવાસ ભોગવી આવેલા એ શિવાજીના પૌત્ર સામે શસ્ત્ર ઉંચકવાની કોઇની છાતી જ ચાલી નહીં. મરાઠી રાજ્ય માટે અને શિવાજીના વંશ માટે એટલું તે વખતે લોકોને અભિમાન હતું. ફિરંગોજી નરસોળે ઔરંગઝેબના પક્ષમાં ભળેલો હતો, છતાં દુરાચારી શંભાજી ઉપર પણ તેણે ગોળી મારેલી નહોતી. રાજા નીતિ છોડે તોપણ તેની સામે થવું એ આપણા લોકોનો સ્વભાવ જ નથી. માટેજ તારાબાઇના પક્ષમાં ન ભળનારાને રાજદ્રોહી ગણી શકાય નહીં. શાહુએ સમક્ષ આવીને મદદ માગી, એટલે તેને ના કોણ કહી શકે ? શાહુ પણ રાજા અને તારાબાઇ પણ રાજા. એમનો ટંટો એઓ માંહોમાંહે પતાવી લેશે એવી લોકોની ભાવના હતી. જેમ જેમ શાહુ સતારા તરફ આવતો ગયો, તેમ તેમ લોકોની વિશેષ ખાત્રી થતી ગઇ અને તેનો પક્ષ જોરમાં આવતો ગયો. પરશુરામની હાર થયા છતાં તારાબાઇએ હિંમત છોડી નહીં. તેણે હજી પણ લડાઇ ચાલુ રાખી. શંકરાજી નારાયણ માવળ પ્રાંતમાં હતો. તેને શાહુએ મળવા બોલાવ્યો પણ તે આવ્યો નહીં. તારાબાઇ પાસે સોગન લીધેલા હોવાથી તેને ઘણી ચડભાંગ થઇ અને શાહુનો પક્ષ જોર ઉપર આવતો જાય છે એ જાણતાં તેની ફીકર વધી પડી. છેવટ આ કલહમાં સામેલ થવા

કરતાં મરણ સારૂં એમ માનીને તેણે દેહત્યાગ કર્યો.

સતારા ઉપર પરશુરામ તથા શેખમિરા હતા તેને મળવા આવવા શાહુએ જણાવ્યું. શેખમિરાનું કુટુંબ વાઇમાં હતું ત્યાંથી તેને શાહુએ પકડી મંગાવ્યું. એટલે શેખમિરાએ પરશુરામને જણાવ્યું કે કિલ્લો સ્વાધીન કરી દો. પણ તેણે માન્યું નહીં. એટલે પરશુરામને કેદ કરીને કિલ્લો શાહુને સોંપી દેવાની ગોઠવણ શેખમિરાએ ગુપ્ત રીતે કરી. અને એ રીતે સન ૧૭૦૭ ના સપ્ટેમ્બરમાં સતારા હસ્તગત થયો. આ પ્રમાણે રાજધાની શાહુના હાથમાં આવી અને તે પછી તરતજ પરળી, વર્ધનગઢ, મહિમાનગઢ વગેરે કિલ્લા પણ તાબામાં આવ્યા. પરશુરામને કડક શિક્ષા કરવાનો શાહુનો વિચાર હતો, પણ ધનાજીની ભલામણથી તે માંડી વાળ્યો. માત્ર તેને સતારામાં જ કેદ રાખીને તેના ખર્ચનો સારો બંદોબસ્ત કર્યો.

આ રીતે શાહુની સત્તા બરાબર જામી એટલે સન ૧૭૦૮ના જાન્યુઆરીમાં સતારા આવી ઉત્તમ મુહૂર્ત જોઈ વ્રત બંધપૂર્વક તેણે યથાવિધિ રાજ્યાભિષેક મોટા સમારંભથી કરાવ્યો. જે આઠ પ્રધાનો તેના પક્ષમાં આવેલા હતા, તેને રીતસરના પોશાકો આપી કામગીરી સોંપી, અને પૂર્વમર્યાદા પ્રમાણે પત્રો લખવાની શરૂઆત કરી પોતાના નામના સિક્કા પડાવ્યા. બહિરોપંત પિંગળેને પેશવા બનાવ્યો. કેમકે મોરોપંત પિંગળે તારાબાઇ તરફ હતો. અને પછીથી તે તરત જ મરણ પામ્યો. પ્રતિનિધિ ગદાધર પ્રલ્હાદને બનાવ્યો. એ રસ્તામાં શાહુને બહુ ઉપયોગી નીવડયો હતો. હનમંતેને અમાત્યપદ આપ્યું, કેમકે રામચંદ્રપંત અમાત્ય આ બાજુ આવ્યો નહોતો. આ રીતે ઉતાવળથી અષ્ટ પ્રધાનની યોજના કરીને શાહુએ રાજ્યકારભાર શરૂ કર્યો. તેની જ સાથે પરળીમાં રામદાસ સ્વામીના વડિલ ભાઇના પૌત્ર ગંગાધર સ્વામીને બેસાડીને એ સંસ્થાનની નીમણુક વગેરે પણ મહાન્ શિવાજીના વખતની પેઠે જ ચાલુ રાખ્યાં. આ નીમણુક

એકદમ કરી એ ઉપરથી એનું પણ મહત્ત્વ અષ્ટપ્રધાન જેટલું જ તે વખતે હશે એમ સમજાય છે. આ રીતે સન ૧૭૦૮ નું વર્ષ શાહુએ પોતાની સ્થિરતા કરવામાં કાઢયું અને તે પછી તેણે તારાબાઇના પક્ષને હરાવવાનું કામ હાથમાં લીધું.

શાહુ રાજા થતાં મરાઠી રાજ્યનું સ્વરૂપ બદલાયું અને તેના કર્તવ્યની દિશા પણ બદલાતી ચાલી. અર્થાત્ આટલેથી જ મરાઠા ઇતિહાસનો પ્રથમાર્ધ સમાપ્ત થાય છે.




